# A Short Treatise on Indian Music.

# હીંદી સંગીતનો અભ્યાસ.

—:o:—

સાયન્ટીફીક પધ્ધતી પ્રમાણે રાગ તથા તાલ શીખવાની ટુંકમાં સમજ.

—:•:—

લખનાર:—સેહરાં કાપડીયા.

"કયસરે-હીંદ" પેપર પ્રીંટીંગ વર્કસ, કોટ, મુંબઇ.

૧૯૨૧.

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગૂજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# ખુલાસાપત્ર.

---

મહેરબાન વાંચક,

પહેલાં, આ ચોપડી લખવાને મને શકિતવાન બનાવવા માટે તે કીરતારની આભારી છું.

બીજું, મારા ગુરૂજી, કે જેવણ

પ્રોફેસર વિષ્ણુ નારાયણ ભાતખંડે, બી. એ., એલ. એલ. બી.

તેવણની આભારી છું. કે જેવણે પોતાના તન, મન અને ધનથી, સર્વને ઉંચુ સંગીત શીખવાને બને, તેને માટે કોશેશ કીધી છે; અને તે કોશેશ ચાલુ રાખી છે. એ ભલા મનના ગ્રહસ્થને જેબી કોઇ ઓળખતું હશે, અને જેણે એવણના કલાસમાં અભ્યાસ કીધો હશે, તેઓને માલમ પાડયું હશે, જે કેવી ખરાં અંત:કરણથી, અને કેવી સરલ રીતે, પોતાને કાંઇબી હાંસલ વગર શીખવે છે.

એવણની પધ્ધતિથી શીખેલાંઓને, તાલ તથા સુરનો પકો અભ્યાસ થાય છે, અને વળી સાથે સંગીતશાસ્ત્રનો પણ અભ્યાસ થાય છે, અને સંગીત જાણવા માટે, મુખ્ય એ બેઉ બાબદો ઉપરજ આધાર હોવાથી, પાયોજ મજબુત થઇ જાય છે. એવણની પદ્ધતિ સમજાવવાની રીતીઓથી આપણામાં એવી કળા ઉત્પન થઇ શકે છે, જે ચોકકસ વખત પછી, આપણે પોતે એખલાં ઘરમાં પણ શીખી, આપણો હુન્નર વધારી શકીએ છીએ. એ સર્વ અનુભવ મારો પોતાનો છે, તે નીચલા ખુલાસા ઉપરથી જણાશે.

હું બચપણથીજ સંગીતની પુંજારી છું, માટે પહેલાં, જેબી મારા સમજવામાં આવતું તેની નકલ કરી ગાતી, પણ તે ફકત કાનથી સાંભળીનેજ ગવાતું હોવાથી, અંદર કયા સ્વરો, તથા કેઇ તાલ છે, તે મુદલ હું સમજતી હતી નહી, અને એજ મુજબ જયારે હું જાહેરમાં પણ ગાતી, ત્યારે મારાં મિત્રો મને પુછતાં કે, "તમો કયાં શીખ્યાં છો ?" જયારે તેઓને મારો ઉપલો ખુલાસો મળતો, ત્યારે તેઓ મને સારૂં શીખવાની ભલામણ કરતાં. એ વાત મારાં ધ્યાનમાં ઉતરવાથી સારા માસ્તરો રોકી ઘરમાં શીખવાનું મેં શરૂ કીધું હતું; પણ મને સંતોષ ઉપજયો નહી. તેટલાં તે કીરતારની મહેરથી મી૦ ભાતખંડેનો કલાસ જે હાલમાં " શારદા સંગીત

મંડળ" ને નામે કોટમાં ચાલે છે, તે તુરતનોજ શરૂ કીધો હતો, ત્યાં મારૂં એક દીને જવું થયું, અને એવણનું જે પહેલુંજ લેકચર મારા સમજવામાં આવ્યું, તેનાથી મને ઘણોજ સંતોશ ઉપજયો, અને મને એક વરસનું લેસન મલ્યું હોય તેમ લાગ્યું, અને તેથી હું તે કલાસમાં તુરત જોઇન્ટ થઇ. આ પ્રમાણે ત્યાંવેર જઇ શીખવા માટે મને ઘણી અડચણો ભોગવવી પડતી, છતાં હું ત્યાંજ અભ્યાસ કરવા જતી અને તેનો બદલો મને જોઇએ તે કરતાં પુરતો મળવાથી મને બહુજ સંતોશ અને આનંદ ઉપજયો છે, અને તેનીજ બરકતથી આ એક નાનું પુસ્તક લખી શકી છું. જો કે એવણ પાસે સંગીતનો ખજાનો એટલો પડેલો છે, જે તે લેતાં, પુરો થાયજ નહી, પણ તેમાંથી મારી શકતી મુજબ જે કાંઇ મેં મેલવ્યું છે, તેને માટે એવણ મારા ગુરૂજીનો જેટલો આભાર માનું તેટલો થોડો છે.

આ ચોપડી છપાવાની મને ખાસ જરૂર, કલાસના નાના છોકરાંઓની, સર્વ હાથે લખી લેવાની મુસીબતો ઉપરથી જણાયલી હોવાથી, મેં લખી છપાવાનું બીડું ઝડપયું છે, અને તે ઘણીજ ઉતાવળથી લખાયલી હોવાથી, તથા મારા ટુંક અભ્યાસને કારણે ઘણી ભુલો થઇ હશે, તે માટે માફી ચાહું છું.

આ ચોપડીમાં સવાલો અને જવાબોરૂપે લખવામાં મારી મકસદ એ છે, જે કલાસમાં શિખતાં છોકરાંઓની દર વરસે પરિક્ષા લેવી અને તેમાં આ સવાલો પુછવા એ રીતે વારસીક પરીક્ષાથી સંગીત શીખવાનો ઉત્સાહ ઘણો વધી જશે, અને ચાલુ ખંતથી લાંબો વખત શીખવાને ઉત્તેજન હશે.

આ રીતે સંગીત શિખવાની આ સરળ અને ઉત્તમ પદ્ધતીનો ચાલુ ફેલાવો કરવાની મારી ઇચ્છા થઇ છે.

આ ચોપડીમાં ૫૦ ઉપર સવાલ જવાબોનો સમાવેશ છે અને એને ફકત નાની "થીયરી બુક" તરીકેજ રાખી છે અને હવે પછીની બીજી ચોપડીમાં શરૂઆતની સરગમો તથા ચોકકસ રાગો તેની સમજ સાથે આપવામાં આવશે, અને તેમાં પહેલાં વરસના કોર્સનો સમાવેશ થશે.

સેહેરાં કાપડીયા.

૧૬ મી ઓગસ્ટ, ૧૯૨૦.

# સાંકળ્યું.

—:•:—

ૐ

# હીંદી સંગીતનો અભ્યાસ.

## સાયન્ટીફીક પધ્ધતી પ્રમાણે રાગ તથા તાલ શીખવાની ટુંકમાં સમજ.

### ૧ સંગીત વિષય કેવો છે અને તેનો અભ્યાસ કેવી રીતે થવો જોઈએ?

સંગીત એ ખરેખરજ એક મજેદાર અથવા ખુદાઈ હુન્નર છે. સંગીતથી દરેક માણુસના આત્માને આનંદ થાય છે; એટલુંજ નહી પણ સંગીતની સારી અસર દરેક પ્રાણી માત્ર પર થાય છે, એમ પણ કહીશું તો ચાલશે. ગાયનથી તન અને મન બેઉને ઘણોજ ફાયદો થાય છે. વળી પરમેશ્વરનું સ્મરણ કરતાં મન એકાગ્ર કરવા સારૂ ગાયન જેવું બીજું સહેલું સાધનજ નથી. ત્યારે આવા એક ઉંચા અને ઉપયોગી હુન્નરને ખીલવવાની બનતી કોશેશ કરવાની દરેક સભ્ય પુરૂષની અને દરેક સભ્ય સ્ત્રીની ફરજ છે, એમ કહીયે તો શું હરકત છે? સંગીત જેવો લોકપ્રીય વીષય દુન્યામાં ક્વચીતજ હશે એવું મારૂં મત છે.

સંગીત એ એક જાતની ભાષાજ છે; એને નાદની ભાષા માને છે. કોઈ પણ ભાષા ઉત્તમ શીખતાં લાંબો વખત લાગે છે, તે જાણીતુંજ છે. વળી તે શીખતાં ઘણી ખંત તથા ધીરજની પણ જરૂર છે; અને આ સંગીતની બાબદમાં પણ તેમજ છે. સંગીતનો સારો અભ્યાસ કરવાને ઘણો વખત લાગે છે, અને જાતી ખંત તથા ધીરજની પણ જરૂર છે. આપણે હવે એક દલગીરીની વાત અનેક વેળા આપણી નજરે પડે છે, અને તે એ છે જે આપણા કોઈ કોઈ શોકીન લોકો કેવળ મોજને ખાતર થોડું ઘણું ઉડું કાંઈ શીખી અધીરાં થઈ પોતાનો અભ્યાસ થોડા વખતમાં છોડી દે છે. વળી કેટલા તો ફક્ત ફેશન અને ડોળને ખાતરજ સંગીત શીખવા માંડે છે.

હવે આવા લોકોને સંગીત સારૂં નહી આવડે, તો ત્યાં સંગીતનો શું વાંક? ખરૂં જોતાં તે વાંક શીખનારાઓનોજ કેહવાશે. મારા પોતાના વીચાર પ્રમાણે સંગીત શીખવા માટે ઓછામાં ઓછાં પાંચ વરસની જરૂર છે. આપણે ત્યાં સાધારણ રીતે સંગીત વિષયમાં કોઇ પણ જાતની ચોકસ પરીક્ષા વખતો વખત લેવામાં આવતી નહી હોવાથી, અને પોતાનો અભ્યાસ દર વરસે કેટલો અને કેવો વધતો જાય છે, તે તપાસવાનું યોગ્ય સાધન શીખનાર પાસ નહી હોવાથી, તે શીખનારનો ઉલટ આસ્તે આસ્તે ઓછી થતી જાય છે. આ એક મોટી દલગીરીની વાત છે, એમાં કાંઇ શક નહી. પણ મારા નમ્ર મત પ્રમાણે ઉતાવળા શીખનાર જો પોતાનાં મનમા બરોબર વિચાર કરી જોશે, તો તેને જરૂર માલમ પડી આવશે, કે ચાલુ પ્રેકટીસ કીધાથી તેનું જ્ઞાન વધુ અને વધુજ વધતું ગયું હશે. સંસારી અડચણોને લીધે કોઇ લોકો પોતાનો અભ્યાસ થોડા વખત પછી મુકી દેવા તૈયાર થાય છે, પણ તેમ નહી થવું જોઇએ. સંસારમાં અડચણો તો આવવાનીજ છે; પણ તે દુર થયા પછી પાછી પ્રેકટીસ ચાલુજ રાખવી જોઇએ. હું તો ખાત્રીથી કહીશ કે તેમ કીધાથી કોઇ પણ ગ્રહસ્થ અથવા બાનુ પોતાનો ધારેલો અભ્યાસ જરૂર પુરો કરી શકશે. કોઇ કેહેશે કે શું અમે પાંચ વરસમાં મોટા સંગીત પ્રોફેસર બની બહાર પડશું? નહી, તેમ હું કેહેવા નથી માંગતી. આપણે ત્યાં એવો કયો બીજો હુન્નર છે, કે જેમાં પાંચ વરસના અભ્યાથી માણસ પ્રોફેસર થઇ શકે છે? મારૂં કેહવું એટલુંજ છે કે, આ સંગીત વિષય આપણને લાગે છે એટલો કઠણ નથી. તે ગમે તેને હાંસલ થઇ શકે તેવો છે. હું તો કહીશ કે સાધારણ બુધ્ધીવાળો કોઇ પણ ગ્રહસ્થ (યા બાનુ) જો પધ્ધતીસર પાંચ વરસ સંગીતનો અભ્યાસ ચાલુ રાખે, તો તે આ વિષયમાં ઘણુંજ સારૂં જ્ઞાન મેળવી શકશે. એટલુંજ નહી પણ તે મુદત પછી, તે શિક્ષકની મદદ વગર પણ પોતાની વીદ્યા વધારી શકશે. આ મારૂં મત મારા પોતાના અનુભવ ઉપરથી બાંધ્યું છે. પાંચ વરસમાં ઉત્તમ સ્વરજ્ઞાન, રાગજ્ઞાન, અને તાળજ્ઞાન જરૂર થઇ શકે છે, અને તે એકવાર થયું કે પછી પોતાનો રસ્તો શિખનાર પોતેજ શોધી કાઢે છે. સંગીતમાં ચાલુ પ્રેકટીસની સારી ખુબી છે. જેમ જેમ પ્રેકટીસ વધતી જાય છે, તેમ તેમ નજર ખુલતી જાય છે, ગળું કાબુમાં આવતું જાય છે, અને આગળનું બધું કામ ઘણુંજ સહેલું લાગતું જાય છે.

## ૨ સંગીત કેમ શીખવું ?

સંગીતમાં ત્રણ ભાગ અતી અગતના છે; ૧ સ્વરજ્ઞાન, ૨ રાગજ્ઞાન, અને ૩ તાલજ્ઞાન. આ બધા ભાગોમાં ઉત્તમ તૈયારી થયા વગર કોઇને પણ સંગીતનું ઉત્તમ જ્ઞાન મને મળ્યું એમ કહેવાનો હક નથી. કેવળ પોપટ જેવું નકલ કરવાથી સંગીત આવડ્યું એમ કદી કહેવાશે નહી. વ્યાકરણ શીખ્યા વગર ફક્ત કાને સંભળીને ભાષાનું ખરૂં જ્ઞાન થતું નથી. એ આપણે જાણીએજ છીએ. સંગીતમા પણ તાલ સૂરનાં જ્ઞાન વગર બધું કરેલું નકામુંજ કહેવાશે. સંગીતનો અભ્યાસ હંમેશા, કોઇ ઉત્તમ પધ્ધતી જાણનાર ગુરૂની પાસેજ થવો જોઇએ છે. તેમ નહી થવાથી શીખનારનો ઘણો વખત નકામો જવાનો સંભવ છે. સારો શીક્ષક સ્વરજ્ઞાન અને રાગ જ્ઞાન જલદી આપી શકે છે.

## ૩ સ્વરજ્ઞાન એટલે શું ?

આપણે જાણીએ છીએ કે સંગીત શિખવું, એટલે સંગીતના રાગ ગાતાં વગાડતાં શિખવું છે. હવે રાગ તો બધા સ્વરોથી બનેલા હોય છે, તે ખુલ્લુંજ છે. ત્યારે સંગીતનું સારૂં જ્ઞાન થવા સારૂ તેમાં ઉપ્યોગી થતા સ્વરોનું ઉત્તમ જ્ઞાન થવું જોઇએ, એ ખુલ્લું છે. આનુંજ નામ સ્વરજ્ઞાન છે. અમુક સ્વર ગળેથી કાઢી બતાવો, એમ કહેતાંને વારજ તે સ્વર આપણને કાઢતાં આવડવો જોઇએ. તેજ પ્રમાણે બીજું કોઇ ગાનાર પોતાના ગળેથી કોઇ પણ સ્વર કાઢે તો તે તરતજ આપણને ઓળખતાં આવડવો જોઇએ. આ બે વાતો જે સહેલ રીતે કરી શકે તેને ઉત્તમ સ્વરજ્ઞાન થયું, એમ વિદ્વાનો માને છે. સ્વરજ્ઞાન થયું કે પછી રાગજ્ઞાન થવું બીલકુલ આસાન છે. સ્વરજ્ઞાન થયલું માણસ જેવી કંઇ સાંભળે તે તરતજ ઉંચકી લઇ શકે છે, કારણ તે ગમે તેનાં ગાયનમાં કયા કયા સ્વર લાગે છે તે તુરત ઓળખી શકે છે.

## ૪ સંગીત શબ્દનો અર્થ શું?

પ્રચારમાં સંગીત શબ્દનો અર્થ "મ્યુઝીક" થાય છે. આ શબ્દમાં ત્રણ કળાઓનો બોધ થાય છે. તે ત્રણ કલા, ૧ ગાયન, ૨ વાદન, અને ૩ નૃત્ય; એટલે ગાવું, વજાડવું અને નાચવું. સંગીત શબ્દનો ખાસ અર્થ તો "સારૂં ગવાયલું" એટલોજ થાય છે, પણ ગાયન, વાદન અને નૃત્ય, આ ત્રણે કળાઓમાં ગાયનજ વધારે મહત્વનું માનેલું હોવાથી, એકલા સંગીત શબ્દમાં ત્રણે કળા સમજી લેવાય છે. આ પ્રસંગે આપણે ગાયન કળાનોજ ઘણો ખરો વિચાર કરવાના છીએ. જે ગાયન પોતાના ઉત્તમ નાયમો પ્રમાણે અદા કરવામાં આવે છે, તેનેજ સંગીત નામ ઘટે છે.

## ૫ માર્ગ સંગીત અને દેશી સંગીત એટલે શું?

"માર્ગ" સંગીત એટલે આપણા દેશમાં હજારો વર્ષોપર ગવાતું સંગીત સમજવું. દેશી સંગીત એટલે અર્વાચીન અથવા નવું સંગીત સમજવું. માર્ગ સંગીત સેંકડો વરસપરજ લુપ્ત અથવા ગુમ થયું છે. તે હવે આપણી નજરે કદીબી પડવાનું નથી. હાલ જે સંગીત દેશમાં વપડાય છે, તે બધું "દેશી" સંગીતજ છે. માગ સંગીતને અતી પ્રાચીન સંગીત માનવામાં આવે છે. એક દંતકથા એવી છે કે જે સંગીત પ્રથમ બ્રહ્માજીએ વેદમાંથી શોધી કાઢી ભરતને શીખવ્યું, અને જેનો પ્રયોગ પછી ભરતરૂષીએ મહાદેવની સામે કરી બતાવ્યો, તે માર્ગ સંગીત કહેવાય છે. તે સંગીત કેવું હતું તે જાણવાનું સાધન હમણા નહી હોવાથી પંડીતો તેને ગુમ થયલું સમજે છે, અને તે ઠીકજ છે. દેશી સંગીતના નિયમ બધા નવા પંડીતોએ કરેલા હોય છે. જે સંગીત દેશના જુદા જુદા ભાગોમાં સ્ત્રી પુરૂષો મોજશોખથી ગાઇ વજાડી આનંદ લેય છે, તે બધું દેશી સંગીત સમજવું. આપણે જેનો વીચાર આ ઠેકાણે કરવાના છીએ, તે દેશી સંગીત છે; એટલું ધ્યાનમાં રાખવું.

## ૬ રાગોમાં વપરાતા સ્વર કેટલાક છે?

મુખ્ય સ્વરો તો સાતજ મનાય છે. તેનાં નામો આ પ્રમાણે છે:— ષડ્જ, રીષભ, ગાંધાર, મધ્યમ, પંચમ, ધૈવત, અને નિષાદ. ગાવામાં આ લાંબાં નામો નહી વાપરતાં તે સ્વરોના પહેલા અક્ષરો વપરાય છે, જેમકે:— સા, રી, ગ, મ, પ, ધ, નિ. આ ઘણુંજ સગવડભર્યું થાય છે. સ્વરોના બે ભેદ મનાય છે:—૧ શુદ્ધ અને ૨ વિકૃત. હમણાજ જે સાત સ્વરો આપણે કહી ગયા, તે "શુદ્ધ" સ્વરો મનાય છે. હારમોન્યમપર આ શુદ્ધ સ્વરો ઘણું કરીને સફેદ ચાવીથી દેખાડેલા મળી આવશે. તેજ રીતે કાળી ચાવીથી દેખાડેલા સ્વરો "વિકૃત" મનાય છે. વિકૃત શબ્દનો અર્થ "બદલી ગયલો" અથવા "ફેરવી નાખેલો" થાય છે. કોઇ પણ સ્વર પોતાની કાયમ કરેલી "શુદ્ધ" જગ્યાપરથી હલાવવામાં આવે કે તે "વિકૃત" થાય છે. જે લોકો દીલરૂબા યા સીતાર વગાડી જાણે છે, તે લોકો જાણતાંજ હશે કે બિલાવલ જેવો રાગ વગાડી પછી ભેરવી અથવા તોડી જેવો રાગ તેઓ વગાડવા ચાહે, તો બિલાવલ રાગમાં લાગતા પડદાઓની જગ્યાઓ બદલવી પડે છે. આવી રીતે સ્વર જ્યારે પોતાની અસલની જગ્યાપરથી ખસેડવામાં આવે છે, ત્યારે તે વિકૃત થયલો મનાય છે. આગળ ચાલતાં પહેલાં એક મોટી અગત્યની વાત અત્રે જણાવવી જોઇએ, કે આપણા સંગીતમાં ષડ્જ અને પંચમ સ્વરો કદીબી વિકૃત થતા નથી, એટલે તે સ્વરો પોતાની જગ્યાપર કાયમ રહે છે. તે સ્વરો "અચળ" એટલે નહી હાલનારા મનાય છે. આ બે સ્વરો શિવાય બાકી રહેલા પાંચ સ્વરો, રી, ગ, મ, ધ, નિ, "વિકૃત" થઇ શકે છે.

## ૭ વિકૃત સ્વરો કેટલા છે અને તે કયા?

હમણાજ આપણે કહી ગયા કે રે, ગ, ધ, ની, મ, આ પાંચ સ્વરો વિકૃત થઇ શકે છે. સ્વર જ્યારે પોતાના શુધ્ધ સ્થાનથી નીચો ઉતારવામાં આવે છે, ત્યારે તે 'કોમલ" થાય છે. આપણી હીંદુસ્થાની સંગીત પધ્ધતિમાં રે, ગ, ધ, ની, આ ચાર સ્વરો ફક્ત કોમલ થઇ શકે છે, પણ તીવ્ર થતા નથી. એટલે આ ચાર સ્વરો નીચે ઉતારવામાં આવે છે, પણ તેમને ઉંચા ચઢાવતા નથી. મધ્યમ ફક્ત તીવ્ર થાય છે, પણ કોમલ થતો નથી. આનું કારણ એટલુંજ છે કે આપણા ગાયક વાદકો રિ, ગ, ધ, નિ શુદ્ધ સ્વરોનેજ તીવ્ર માને છે, અને શુદ્ધ મધ્યમનેજ તેઓ કોમલ માને છે. આ પ્રચાર નવા શીખનારાઓએ હંમેશ ધ્યાનમાં રાખવો. હવે ઉપલા ખુલાસા પરથી સાફ જણાશે કે વિકૃત સ્વરો ફક્ત પાંચજ થઇ શકશે, જેમનાં નામો નીચે મુજબ છે:-

૧ કોમલ રીષભ, ૨ કોમલ ગાંધાર, ૩ તીવ્ર મધ્યમ, ૪ કોમલ ધૈવત, ૫ કોમલ નિષાદ. હારમોનયપર આ પાંચ સ્વરો કાળી ચાવીથી દેખાડવામાં આવે છે. શુદ્ધ સાત સ્વરોમાં આ પાંચ ઉમેરવાથી એક 'સા'થી ઉપલા 'સા' સુધીના ગાળામાં ૧૨ સ્વરો આવે છે, તે સહેલ સમજી શકશે.

## ૮ સપ્તક એટલે શું?

સાત સ્વરોના સમુદયને અથવા ઝુમખાને પ્રચારમાં સપ્તક કહે છે. "સા રે ગ મ પ ધ નિ" જે આપણા શુદ્ધ સ્વરો છે, તે એક પછી એક ક્રમથી ગાઇએ તો "સપ્તક" થશે. સાત શુધ્ધ સ્વરોના સમુદાયને "સપ્તક" કહે છે. આ સપ્તકમાં પાંચ સ્વરો વિકૃત મેળવી સપ્તકમાં મનાતા ૧૨ સ્વરો થાય છે. સપ્તકનું અંગ્રેજી નામ "સ્કેલ" છે. જોકે સપ્તક શબ્દનો અર્થ "સાત" થાય છે, તોપણ સંગીત સ્વર સપ્તકમાં ખરૂં જોતાં એકંદર સ્વરો શુદ્ધ અને વિકૃત મળી ૧૨ છે.

## ૯ ગાવા વજાડવામાં કેટલા સપ્તકો વપરાય છે? સપ્તકમાં શુદ્ધ અને વીકૃત સ્વરો કાગળપર કેવી રીતે દેખાડવા?

ઘણું કરીને આપણા ગાયક વાદકો ત્રણ સપ્તકોથી વધારે વાપરતા નથી, હારમોનયમપર ઘણું કરીને ત્રણજ સપ્તકો ગોઠવેલા હોય છે. આ દરેક સપ્તકમાં ૧૨ સ્વરો હોય છે. ત્રણ સપ્તકોનાં નામઃ ૧ મંદ્ર, ૨ મધ્ય, ૩ તાર છે. સઉથી નીચું તે મંદ્ર, તેનાથી ઉપરનું અથવા વચલું તે મધ્ય, અને સઉથી ઉંચું તે તાર સપ્તક સમજવું.

શુદ્ધ તથા વિકૃત સ્વરો સહેલથી સમજાય તેવી રીતે ગોઠવવાની એક રીત આ પ્રમાણે છે.




હારમોનિયમપર નિચલા શુદ્ધ સ્વરો સફેદ ચાવીથી અને ઉપલા વિકૃત સ્વરો કાળી ચાવીથી દેખાડેલા મલી આવશે. જે સ્વરો કોમલ હોય તેને આપણે એવી રીતે લખશું. રે ગ ધ નિ, તીવ્ર મં આપણે મં એવી રીતે લખશું. મંદ્ર સપ્તકના સ્વર હોય તો તેમની નીચે મીંડાં મુકશું, જેમકે પ ધ; તાર સપ્તકના સ્વરોને માથે મીંડું આવશે, જેમકે ગં, મં, પં, મધ્ય સપ્તકના સ્વરોને નિશાણીની જરૂર નથી, જેમકે—સા, રે, ગ, મ.

## ૧૦ શ્રુતિ એટલે શું ?

"શ્રુતિ" એટલે નાદ અથવા અવાજ, જે કાને સાંભળી શકાય. સંગીતમાં શ્રુતિ આ નામ એવા એક અવાજને આપવામાં આવે છે, કે જે અવાજ ગાવા વગાડવાનાં કામમાં આવી, વળી કાનથી સ્પષ્ટ ઓળખી શકાય તેવો હોય. સાધારણપણે શ્રુતીઓ એટલે સ્વરોથી પણ ન્હાના ન્હાના સ્વરોના દરજ્જા સમજાય છે.

## ૧૧ શ્રુતી કેટલી માને છે ?

સંગીતશાસ્ત્ર જાણનારાઓ શ્રુતી બધી મલી ૨૨ માને છે. તે બધી એક "સા" થી તેના ઉપલા "સા" સુધીના ગાળામાં આવી જાય છે. આપણા જે શુદ્ધ અને વિકૃત ૧૨ સ્વરો, તે પણ આ ૨૨ સંખ્યામાં આવી જાય છે. એક સપ્તકમાં આપણા પુરાણા ગાયક વાદકો ૨૨ નાદ સંગીત ઉપયોગી માનતા હતા. તેમાંથી જેટલા નાદ જે રાગમાં કામે લાગતા, તેટલા તે રાગમાં સ્વર નામ પામતા હતા. જે નાદ તે રાગમાં નકામા રહેતા, તે બધી શ્રુતી કહેવાતી. એક રાગમાં શ્રુતી કહેવાતા નાદો બીજા રાગમાં સ્વર થઇ શકે છે.

## ૨૨ શ્રુતી એક સપ્તકમાં કેવી રીતે ગોઠવાયલી છે?

આપણા ગુણી લોકો જે ૨૨ શ્રુતી માને છે, તે ૭ સ્વરોમાં એવી રીતે વહેંચવામાં આવેલી છે: સાની ૪; રીની ૩; ગની ૨; મની ૪; પની ૪; ધની ૩; અને નીષાદની ૨. બધી મળી ૨૨ થઇ. બાવીસ શ્રુતીનાં નામ નીચે મુજબ છે:

૧ તીવ્રા, ૨ કુમુદ્વતી, ૩ મંદા, ૪ છંદોવતી, ૫ દયાવતી, ૬ રંજની, ૭ રક્તીકા, ૮ રૌદ્રી, ૯ ક્રોધી, ૧૦ વજરીકા, ૧૧ પ્રસારણી, ૧૨ પ્રીતી, ૧૩ માર્જની ૧૪ ક્ષતી, ૧૫ રક્તા, ૧૬ સંદીપીની, ૧૭ આલાપીની, ૧૮ મંદતી, ૧૯ રોહીની, ૨૦ રમ્યા, ૨૧ ઉગ્રા, ૨૨ ક્ષોભીણી.

આ ૨૨ શ્રુતિઓ સ્વરોમાં કેવી રીતે વહેંચાયલી છે, તે સાફ દેખાડવા સારૂ નીચેના બે નકશા જુવો. પહેલા નકશામાં દેખાડેલી રચના સંગીત પારીજાત નામના ગ્રંથ પ્રમાણે છે. તે ગ્રંથ આસરે ૩૦૦ વરસોપર અહોબલ પંડીતે લખેલો છે. બીજા નકશામાં દેખાડેલી શ્રુતિ રચના આજનાં આપણાં હીંદુસ્થાની સંગીત પ્રમાણે છે. આ બે રચના તદન જુદી છે, તે સહેલથી દેખાશે. અહોબલની શ્રુતિ રચના પ્રમાણે શુદ્ધ થાટ "કાફી" નો થશે; અને બીજી નવી રચના પ્રમાણે શુદ્ધ થાટ આપણો આજનો "બીલાવલ" નો થાટ થશે.

## નકશો ૧ લો.

| શ્રુતિ | નામ. |
|---|---|
| | તીવ્રા |
| ૧ | કુમુદ્વતી |
| ૨ | મંદા |
| ૩ | છંદોવતી |
| ૪ | દયાવતી |
| ૫ | રંજની |
| ૬ | રતીકા |
| ૭ | રૌદ્રી |
| ૮ | ક્રોધી |
| ૯ | વજ્રીકા. |
| ૧૦ | પ્રસારીણી |
| ૧૧ | પ્રીતી |
| ૧૨ | માર્જની |
| ૧૩ | ક્ષીતી |
| ૧૪ | રક્તા |
| ૧૫ | સંદીપીની |
| ૧૬ | આલાપીની |
| ૧૭ | મંદતી |
| ૧૮ | રોહીની |
| ૧૯ | રમ્યા |
| ૨૦ | ઉગ્રા |
| ૨૧ | ક્ષોભીણી |
| ૨૨ | તીવ્રા |
| ૧ | કુમુદ્વતી |
| ૨ | મંદા |
| ૩ | છંદોવતી |
| ૪ | |

આ અસલનો શુદ્ધ થાટ આમાં સા ૪ થી શ્રુતિપર છે, જેથી તે આપણો કાફી થાટ થશે.

## નકશો ૨ જો.

| શ્રુતિ | સ્વર |
|---|---|
| ૧ | સા |
| ૨ | |
| ૩ | |
| ૪ | |
| ૫ | રી |
| ૬ | |
| ૭ | |
| | ગ |
| ૮ | |
| ૯ | |
| | મ |
| ૧૦ | |
| ૧૧ | |
| ૧૨ | |
| ૧૩ | |
| | પ |
| ૧૪ | |
| ૧૫ | |
| ૧૬ | |
| ૧૭ | |
| | ધ |
| ૧૮ | |
| ૧૯ | |
| ૨૦ | |
| | નિ |
| ૨૧ | |
| ૨૨ | |
| | સા |
| ૧ | |

આ આપણો આજનો શુદ્ધ થાટ બિલાવલ છે, આમાં સા પહેલી શ્રુતિપર માંડેલો છે.

## ૧૩ શ્રુતિઓનો ઉપયોગ શું?

શ્રુતિ વિષે થોડી સમજ જાણી રાખવામાં ફાયદો છે. ઘણું કરીને આપણા સંગીતમાં ૧૨ સ્વરોજ આપણે વાપરીયે છીયે; એટલે ૭ શુદ્ધ અને ૫ વિકૃત. પણ ચોક્કસ રાગોમાં આ બાર સ્વરોની વચ્ચેના દરજાના બારીક સ્વરો પણ આપણા જોવામાં આવે છે. આ બારીક સ્વરોને કોઈ " શ્રુતિવાલા સ્વરો " તરીકે ઓળખે છે. જ્યાંસુધી ૧૨ સ્વરોનું ઉત્તમ જ્ઞાન શિખનારાઓ નહી મેળવે, ત્યાંસુધી આ બારીક શ્રુતિવાલા સ્વરોની ભાંજગડમાં તેઓએ પડવું નહી. આપણું બધું કામ ૧૨ સ્વરોથી પાર પડી શકે છે. કયા રાગમાં કયે ઠેકાણે કઈ શ્રુતિ વાપરવી તે વિષે ગાયકોમાં પણ ઘણોજ મતફેર નજરે પડે છે, જેથી તેવી તકરારી બાબદોમાં વધુ પડવાનું યોગ્ય નહીં ગણાય.

## ૧૪ થાટ એટલે શું?

થાટ એટલે એવી એક સ્વર રચના કે જેમાંથી રાગ પેદા થઈ શકે છે. આપણા ૧૨ સ્વરોમાંથી દરેક વખતે સાત સાત સ્વરો ક્રમથી લઇ અનેક થાટ રચી શકાય છે. થાટમાં હમેશાં સાત સ્વરો હોવાજ જોઇએ; અને તે પણ સા, રે, ગ, મ, પ, ધ, નિ એવા ક્રમમાં હોવા જોઇએ. થાટમાંથી રાગ પેદા થાય છે, જેથી તેને રાગનો 'જનક' એટલે પેદા કરનારો કહેવામાં આવે છે. જનક શબ્દનો અર્થ બાપ થાય છે.

## ૧૫ બધા મળી થાટ કેટલા થઇ શકે ?

શુદ્ધ અને વિકૃત મળી જે આપણા ૧૨ સ્વરો છે, તેમાંથી દર વખતે સાત સાત સ્વર લઇ થાટ રચતાં જતાં માલમ પડશે કે બધા મળી થાટ ૭૨ થઇ શકશે. જોકે ગણત્રીની દ્રષ્ટીએ એટલા બધા થાટ ઉત્પન થાય છે, તોપણ આપણી હીંદુસ્થાની સંગીત પદ્ધતિમાં એટલા બધા થાટોની જરૂર નથી પડતી. આપણા બધા રાગો દશ થાટમાંથી આપણે ઉત્પન કરી શકયે છીયે, માટે આપણને દશ થાટોથી વધારે શીખવાની જરૂર નથી.

## ૧૬ એક થાટમાંથી રાગ કેટલા નીકળી શકે છે ?

દરેક થાટમાંથી ગણત્રીની દ્રષ્ટીએ ૪૮૪ રાગ નીકળી શકે છે અને આપણા બધા ૭૨ થાટોમાંથી ૩૪૮૪૮ રાગો નીકળવું શક્ય છે. પણ આટલા બધા રાગો પ્રચારમાં કદી નજરે પડશે નહીં. તેમાંના ઘણા ખરા તો મધુર પણ નહી લાગશે. રાગમાં ઓછામાં ઓછા ૫ સ્વર હોવાજ જોઇએ, પણ ગમે તે પાંચ સ્વરો લીધાથી "રાગ" થઇ નથી શકતો. રાગ હંમેશાં રંજક એટલે રંજન કરે તેવોજ હોવો જોઇએ.

## ૧૭ આપણા દશ થાટોમાંથી કેટલા રાગ હાલ વાપરવામાં આવે છે ?

આપણી હીંદુસ્થાની સંગીત પદ્ધતિમાં ૨૦૦ રાગથી વધારે કોઇ પણ ગાયકો ગાઇ શકતા નથી. સાધારણ ગવૈયાઓ તો ૧૦૦ રાગ પણ જુજજ ગાતા સાંભળાશે. આ પ્રસિદ્ધ ૧૦૦ રાગ જો સારી રીતે આપણે ગાઇ શકયે તોપણ ઘણું થયું.

## ૧૮ રાગ કોને કહે છે?

રાગના મુખ્ય નીયમ આ પ્રમાણે છે:—

(૧) દરેક રાગ કોઇપણ થાટમાંથી પેદા થવોજ જોઇએ.

(૨) તેમાં ઓછામાં ઓછા પાંચ સ્વર હોવાજ જોઇએ.

(૩) રાગમાં આરોહ તથા અવરોહ બન્ને હોવા જોઇએ.

(૪) તે મધુર હોવો જોઇએ.

(૫) એકજ જાતના બે સ્વર, જેમકે કોમળ અને તીવ્ર રી, કોમળ અને તીવ્ર ગ, વગેરે સાથે લાવવા નહી જોઇએ, પણ કોઇ કોઇ રાગમાં બે મધ્યમ સાથે લાવી શકે છે.

(૬) કોઇ પણ રાગમાં મ અને પ આ બંને સ્વર સાથે છોડી દેવાય નહી.

## ૧૯ રાગ કેમ ઓળખાય છે?

રાગ ઓળખતાં બે ત્રણ બાબદો તરફ ધ્યાન આપવું. તે આ છે:—

(૧) રાગમાં સ્વરો કેવા લાગે છે—એટલે કયા કોમળ અને કયા તીવ્ર છે, તે જોવું.

(૨) રાગના આરોહ તથા અવરોહ તપાસી જોવા.

(૩) રાગમાં કયા સ્વરો નથી આવતા તે જોવું.

(૪) રાગના વાદી, સમવાદી, અનુવાદી, તથા વીવાદી સ્વરો તપાસી જોવા.

## ૨૦ રાગની જાતી કેટલી છે?

રાગની મુખ્ય જાતી ત્રણ છે. સંપૂર્ણ, ષાડવ તથા ઓડવ.

સંપૂર્ણ રાગ એટલે એવો રાગ કે જેમાં બધા સાત સ્વર વાપડવામાં આવે છે. જે રાગમાં છ સ્વરોનો ઉપયોગ થાય છે, તે ષાડવ કહેવાય છે. જે રાગમાં પાંચજ સ્વરોનો ઉપયોગ થાય છે, તે ઓડવ કહેવાય છે. પાંચ સ્વરોથી ઓછા સ્વરોનો તો રાગજ બની શકતો નથી.

## ૨૧ વાદી, સમવાદી, અનુવાદી, વીવાદી સ્વર કોણને કહે છે?

જે સ્વર રાગમાં આવતા બધાં સ્વરોમાં ખાસ ઉપયોગી હોય છે તેને વાદી કહે છે. આ સ્વરને રાજાની ઉપમા આપવામાં આવે છે. કેટલાક આ સ્વરને 'જીવ સ્વર'' કહે છે. વળી કોઇ તેને અંસસ્વર કહે છે. દરેક રાગમાં વાદી એકજ હોય છે. તે સ્વરને વાદી સ્વર કહે છે તેનું કારણ એટલુંજ છે કે તે સ્વરપરથી રાગ ઓળખાય છે.

સમવાદી સ્વર પણ રાગમાં અગત્યનોજ છે; પણ તેનું મહત્વ વાદી કરતાં થોડું ઓછું મનાય છે. રાગમાં વાદી સ્વર ઘણી વખત વપડાય છે, અને સમવાદી તેનાથી કાંઇક ઓછો વપડાય છે.

વાદી અને સમવાદી સ્વરો બાદ કરતાં બાકી રહેલા રાગમાં આવતા બધા જે સ્વરો હોય, તે અનુવાદી કહેવાય છે. દાખલા તરીકે એક સંપુર્ણજ રાગ, એટલે જેમાં સાત સ્વરો વપડાતા હોય એવો લઇએ, તો તેમાં એક વાદી, અને એક સમવાદી બાદ કરતાં બાકી પાંચ સ્વરો અનુવાદી સ્વરો રહેશે.

વિવાદી શબ્દનો અર્થ તકરાર કરનારો અથવા દુશમન થાય છે. રાગમાં જે સ્વર આવવાથી રાગનું રૂપ બગડી જાય છે, તે સ્વર વિવાદી કહેવાય છે. જે રાગમાં જે સ્વરો વર્જ હોય છે, એટલે વપડાતા નથી, તે વિવાદી કહેવાય છે.

## ૨૨ વાદી સ્વરથી સમવાદી સ્વર કેટલો દુર હોય છે?

વાદીથી સમવાદી સ્વર ઘણું કરી પાંચમો હોય છે. જેમકે સા વાદી હોય તો તેનો સમવાદી પ થશે રી નો સમવાદી ધ થશે. ગ નો ની થશે. મ નો સમવાદી સા છે. બીજો પણ એક સાધારણ નીયમ ધ્યાનમાં રાખવો, અને તે આ છે કે, વાદી અને સમવાદી સ્વરો સરખી શ્રુતિવાળાજ હોય છે. જ્યારે કોઇ રાગમાં પાંચમો સ્વર વર્જ હોય છે, ત્યારે ત્યાં સમવાદી સ્વર ચોથો થાય છે દાખલા તરીકે કોઇ રાગમાં ગ વાદી હોય, અને તેનો સમવાદી ની તે રાગમાં વર્જ હોય, તો તેવે ઠેકાણે સમવાદી ચોથો ધ થશે.

## ૨૩ મોટા અને નાના રાગ એટલે શું સમજવું?

આપણા ગાયકો એમ માને છે કે જે રાગો ગંભીર પ્રકૃતીના અથવા ગાવામાં બીકટ હોય, અને જેમાં બીજા રાગોની ભેળસેળ હોતી નથી, તે મોટા રાગ સમજવા. નાના રાગોમાં ભેળસેળ હોય છે, અને જેમાં ઠુમરી, ગઝલ જેવી નાની નાની ચીજો ઘણી ગવાય છે, એવા રાગોની પ્રકૃતી થોડી ચપળ હોય છે. આ એક આપણા ગુણી લોકોની સમજુતી છે. કોઇ લોકોનું કહેવું એમ છે કે રાગો તે બધા મોટા, અને રાગણી તે બધી નાની સમજવી.

## ૨૪ ગીત યા ચીજ કોણને કહે છે ?

કવીતાના બોલ જે તાલ અને સ્વર સાથે ગાવામાં આવે છે, તેનેજ ગીત અથવા ચીજ કહે છે. કોઇ તે ગીતને પદ કહે છે. દરેક રાગમાં જુદી જુદી તરેહના ગીતો અથવા ચીજો ગવાય છે. આપણા ગાયકો અનેક જાતના ગીતો ગાય છે, તેમાં આ મુખ્ય છેઃ ધ્રુવપદ, ખ્યાલ, ટપ્પા, તરાણા, ચતરંગ ઠુમરી, ગઝલ, હોરી, દાદરા, ખેમતા, વગેરે.

## ૨૫ મોટાં ગીતો અને નાનાં ગીતો એટલે શું ?

ખ્યાલ, ધ્રુવપદ, ટપ્પા, વગેરે મોટાં ગીતોમાં ગણાય છે. બાકીના બીજા જેમ કે ઠુમરી, ગઝલ, દાદરા, ખેમતા વગેરે નહાનાં ગીતો મનાય છે. ધ્રુવ પદનું ગાયન સૌથી શુધ્ધ ને ઉંચું કહેવાય છે. ખ્યાલનું ગાયન તેનાથી ઉતરતું કહેવાય છે. ટપ્પાનું ગાયન ખ્યાલનાં ગાયન કરતાં ઓછું સમજવામાં આવે છે. ઠુમરી, ગઝલ, કવ્વાલી વગેરે બધું તો કમ દરજ્જાનું ગાયન કહેવાય છે. મોટા ગવૈયાઓ આ ઉતરતું ગાયન ગાતા નથી.

## ૨૬ પુર્વઆંગ અને ઉતરાંગ એટલે શું ?

એક સપ્તકના, એટલે સા રે ગ મ પ ધ નિ સાં આ સપ્તકના બે ભાગ કરીએ તો તે સા રે ગ મ, અને પ ધ નિ સાં, આ પ્રમાણે થશે. આમાં સા રે ગ મ ભાગને પુર્વઆંગ કહે છે, અને પ ધ ની સાં ભાગને ઉતરાંગ કહે છે. પણ પ્રચારમાં પુર્વઆંગની હદ પંચમ સુધી અને ઉતરાંગની ઉપર ના સાં થી તે નીચેના મધ્યમ સુધી, માનવામાં આવે છે.

## ૨૭ આ પુર્વઆંગ અને ઉતરાંગનો ઉપયોગ ક્યાં અને કેવો થાય છે?

આપણી હીંદુસ્થાની પધ્ધતિના રાગોના બે વર્ગ કરવામાં આવે છે; તે વર્ગ ૧ પુર્વ રાગ, અને ૨ ઉત્તર રાગ છે. બપોરના બાર વાગાથી તે મધ્યરાતના બાર વાગા સુધી જે રાગો ગવાય છે, તે બધા પુર્વ રાગ કહેવાય છે; અને રાતના બાર વાગાથી તે બપોરના બાર વાગા સુધી જે રાગો ગવાય છે, તે બધા ઉત્તર રાગ કહેવાય છે. હવે એક જાણવાજોગ નીયમ આપણી નજરે એવો પડશે, કે પુર્વઆંગનો વાદી સ્વર હંમેશાં પુર્વઆંગમાંથીજ પસંદ કરેલો હોય છે. ઉત્તરાંગનો વાદી સ્વર હંમેશાં ઉત્તરાંગના સ્વરોમાંથીજ પસંદ કરેલો હોય છે. આ નીયમ અતીશય મહત્વનો છે. તે નીયમથી રાગ કયા વખતનો છે, તે થોડું ઘણું તરતજ માલમ પડે છે. પણ અત્રે એક બાબદ યાદ રાખવી, અને તે એ છે કે સા, મ, અને પ, આ સ્વરો વાદી લેનારા રાગો, પુર્વ રાગોમાં તથા ઉત્તર રાગોમાં પણ નીકળી શકશે.

## ૨૮ સંધીપ્રકાશ એટલે શું?

સંધીપ્રકાશ એટલે દીવસ તથા રાત જે વખતે સંધાય છે, તે વખતનો પ્રકાશ. આપણે જાણીયે છીયે કે આવી સંધી ચોવીસ કલાકના આખા દીવસમાં બેજ વખત થાય છે, અને તે બે વખત સવાર તથા સાંજ છે. સાંજે સુરજ અસ્ત થતી વખતે દીવસ જતો રહે છે, અને રાત આવે છે. વળી સવારનાં રાત જાય છે, અને દીવસ શરૂ થાય છે. આ બે વખતને સંધીપ્રકાશ કહે છે. આ સંધીપ્રકાશના વખતમાં ભૈરવ, પુર્વી, અને મારવા થાટના રાગો હંમેશાં ગવાય છે; માટે આ થાટોના રાગોને ગુણી લોકો સંધીપ્રકાશ રાગ કહે છે.

## ૨૯ દીવસના અને રાતના રાગ ઓળખવાની સહેલી યુક્તિ શું?

ચોક્કસ થોડા, દીવસના રાગો સીવાય તીવ્ર મધ્યમ લેનારા રાગોનો મોટો ભાગ રાતનાજ ગવાય છે. માટે ગાયન સાંભળનારે મધ્યમ તીવ્ર છે કે કોમળ છે તે તરફ પહેલાં નજર કરવી. તીવ્ર મધ્યમ લેનારા દીવસના રાગો હીંડોલ, તોડી, ગોડસારંગ, મુલતાની છે. રાતના તીવ્ર મધ્યમ લેનારા રાગો આસરે ૪૦–૫૦ નીકળશે.

### ૩૦ આરોહ અને અવરોહ કોણુને કહે છે?

સ્વરોને ગાતાં ઉપર લઇ જવું, તેને આરોહી કહે છે, તેમજ નીચે ઉતારવું તેને અવરોહી કહે છે. તે નીચલા ખુલાસાથી માલમ પડશે. દાખલા તરીકે 'સા'થી ગાવાનું શરૂ કરી આગલ ચાલ્યે, જેમકે સા રે ગ મ પ ધ ની સાં આ આરોહી થઇ હવે તેજ મુજબ પાછું નીચે ઉતરવું, જેમકે સાં ની ધ પ મ ગ રે સા. આ અવરોહી છે.

સાં

(આરોહી—) સા રે ગ મ પ ધ ની   ની ધ પ મ ગ રે સા (અવરોહી—)

### ૩૧ સ્વર વક્ર કરવો તે શું?

વક્ર શબ્દનો અર્થ વાંકો થાય છે. આ શબ્દ સંગીતમાં એક ચોકસ અર્થમાં વપરાય છે. આરોહ અથવા અવરોહમાં જે સ્વર વક્ર થતો હોય તે સ્વરપર આવી પાછલા સ્વર તરફ વલ્યાથી અને ત્યાર પછી વક્ર સ્વરને તદન મુકી દઇ તેની ઉપરના સ્વરપર એકદમ જવાથી, વચલો મુકી દીધેલો સ્વર વક્ર થયો એમ કહેવાશે. દાખલા તરીકે, આપણુને આરોહ કરતાં ની સ્વર વક્ર કરવો છે એમ સમજો. હવે સા રે ગ મ પ ધ ની એટલા સુધી આવી પાછું ધ ઉપર જઇને એકદમ ઉપલા સાં પર જવું, એને ની નું વક્ર થવું કહે છે. એટલે સા રે ગ મ પ ધ ની ધ સાં આ આરોહ બરોબર સમજાશે.

### ૩૨ વર્જ્ય સ્વર એટલે શું?

જે સ્વર રાગમાં બીલકુલ છોડી દેવાનો હોય છે, તેને વર્જ્ય સ્વર કહે છે. ઔડવ રાગમાં પાંચજ સ્વર આવે છે. તેવા રાગમાં બે સ્વરો વર્જ્ય છે, એમ કહેવાશે. વર્જ્ય સ્વર અને વક્ર સ્વર આ બેમાં ફરક છે તે ધ્યાનમાં રાખવું.

## ૩૩ અસ્તાઇ, અંતરો, સંચારી, આભોગ એટલે શું ?

ગાયનમાં જુદા જુદા ભાગ ગુણી લોકોએ પાડેલા છે. ઉપર લખેલાં નામો તે ભાગોનાંજ છે. ગાયનમાં પહેલા એટલે શરૂઆતના ભાગને અસ્તાઇ કહે છે. અસ્તાઇ તે સ્થાઇ શબ્દનો અપભ્રંશ છે. ગાયનના બીજા ભાગને અંતરો કહે છે. સંચારી અને આભોગ એ ક્રમથી ત્રીજો અને ચોથો ભાગ છે. દરેક ગાયનમાં અસ્તાઇ અને અંતરો આ બે ભાગ તો હોવાજ જોઇએ. સંચારી અને આભોગ હંમેશાં ધ્રુપદ નામનાં ગીતોમાંજ નજરે પડશે. કોઇ કોઇ ધ્રુપદોમાં અસ્તાઇ અને અંતરો આ બે ભાગજ હોય છે. ધ્રુપદ સીવાય બીજાં બધાં ગીતોમાં અસ્તાઇ અને અંતરોજ હોય છે. અસ્તાઇમાં ઘણું કરીને મધ્ય સપ્તક અને મંદ્ર સપ્તકોનાજ સ્વરો લેવાય છે. અંતરામાં મધ્ય સપ્તક અને તાર સપ્તકના સ્વરો લેવાય છે.

## ૩૪ સ્થાઈ, અંતરો, સંચારી, આભોગ કેમ ગાવાં ?

સ્થાઇ પહેલાં બે વખત ગાઇ, પછી અંતરો ગાવા જવું. અંતરો ગાઇ પાછી સ્થાઇ ગાવી. ત્યાર પછી સંચારી અને આભોગ સાથે ગાઇ, પાછું અસ્તાઇપર આવવું. સંચારી ગાયા પછી એકદમ આભોગ ગાવાનો નીયમ યાદ રાખવો. એટલું સર્વ કરી પછીથી તે ચીજની ઠુમન ચોગ ન બની શકે તો કરવી.

## ૩૫ મીંડ તે શું અને તે કેમ લેવાય છે ?

એક સ્વરપરથી બીજા કોઇપણ સ્વરપર અવાજ વચમાં નહી તોડતા જવું તેને મીંડ કહે છે. એમાં બન્ની ખુબી બે સ્વરો છુટા નહી પડવાં દેવામાં સમાયલી છે. દાખલા તરીકે પ ઉપરથી ગ ઉપર મીંડ લેવી હોય, તો પ નો ઉચ્ચાર પહેલાં કરી, પછી તે અવાજને નહી તોડતાં ગ સુધી લંબાવવો. તેમ કરતાં વચલો મ સ્વર પણ ઘર્ષણથી આવી જાય છે. પણ મ પર ઉભું રહેવાનું નથી. મીંડ દર્શક નીશાની એવી કરવામાં આવે છે. પ ગ

## ૩૬ સ્વરોનો કન એટલે શું ?

કન શબ્દનો અર્થ સ્પર્શ છે. અમુક પદાર્થનો કન અથવા કણ એટલે ઘણોજ ઝીણો ટુકડો મનાય છે. તેજ પ્રમાણે સ્વરનો કન એટલે ઘણોજ બારીક ભાગ અથવા સ્પર્શ ગાયકો માને છે. આ કન એટલો તો બારીક હોય છે, કે તેને ચોક્કસ વખત આપવામાં આવતો નથી. સ્વરપર જરા ઝટકો લાગ્યો કે તરતજ કોઇપણ સ્વરનો કન ત્યાં લાગી જાય છે. ગાયકો ગમે તે સ્વરનો કન ગમે તે સ્વરને લગાડી શકે છે. જે સ્વરનો કન હોય તે સ્વર પહેલાં ઝડપથી દેખાડી પછી મુખ્ય સ્વર ગવાય છે. કન એવી રીતે લખાય છે, નિ<sup>પ</sup> ત્યાં નિ મુખ્ય સ્વર છે, અને તેને પ નો કન છે.

## ૩૭ તાન એટલે શું ?

તાન શબ્દનો અર્થ તાણવું થાય છે. તાણવાથી નહાની ચીજ લંબાવવામાં આવે છે. ગાયનમાં પણ રાગમાં આવતા સ્વરોના સમુદાય જુદી જુદી રીતે રચી તેને લાંબુ કરવું, તેનેજ તાન કહે છે. તાનો લીધાથી ગાયનમાં ખુબસુરતી પેદા થાય છે. તાનો કેવી રીતની લેવી તે ગાયકની ખુશીપર છે. રાગના સ્વર નીયમ, આરોહ અવરોહ નીયમ, વાદી સમવાદી નીયમ, વગેરે બરાબર સંભાળી તાનો લેવામાં આવે, તો ગાયન ઘણું મધુર લાગશે એમાં શક નહીં. વળી તાનો લેતી વખત તાલ તરફ પુરતું ધ્યાન રાખવું પડે છે. શરૂઆતમાં નહાની નહાની લયદારીની તાનો લઇ, પછી આસ્તે આસ્તે લાંબી તાનો લેવા માંડવી. તાન પુરી થયા પછી અસ્તાઇના થોડા બોલ લેવામાં આવે છે. ગળું ઉત્તમ કાબુમાં આવ્યા વગર તાનની ખટપટમાં પડવું ભુલભરેલું કહેવાશે. બેસુરી અને બે તાલી તાનો કદી લેવી નહી. પહેલા પહેલાં તાલ સુરમાં બાંધેલી તાનોનો અભ્યાસ કરવો. જેમ જેમ ગળું તઇયાર થશે તેમ તેમ નવી નવી તાનો ગાનારને સુજવા માંડશે. તાનોની બાબદમાં ઘણા નવા શિખનારાઓ અધીરા થઇ પોતાનું ગલું બગાડી નાખે છે, અને તેથી

પોતાનું નુકશાન કરે છે. તાનોનો અભ્યાસ શિક્ષકની સાથે થઇ શકે તો વધારે સારૂં, કારણ શિક્ષક ગાવામાં થતી ભુલો તરતજ અટકાવી શકશે. તાનોનો અભ્યાસ કરનારે પહેલાં "અલંકાર" નામનો પલટો ઉતમ સાંધવો. તે અલંકાર આ છે.

સા રે ગ મ પ ધ ની સાં ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ ની ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ ધ પ મ ગ રે સા
સા રે ગ મ પ મ ગ રે સા
સા રે ગ મ ગ રે સા
સા રે ગ રે સા
સા રે સા

આ પલટો ઉલટો અને સુલટો ગાવાનો અભ્યાસ કરવો.

## ૩૮ સ્વર વીસ્તાર યા અલાપ એટલે શું ?

ગાયકો કોઇપણ ગીત ગાવા પહેલાં, જે રાગ ગાવાનો હોય, તેમાં વપરાતા સ્વરો ફક્ત આ આ કરી, યા તાનન કરીને ઉચારે છે, તેને "અલાપ" કરી કહે છે. અલાપમાં તાલ અથવા ગીત શબ્દની જરૂર હોતી નથી. પણ ફક્ત તે રાગમાં લાગનારાજ સ્વરો લઇ, તેના વાદી સમવાદી સ્વરો બરોબર દેખાડી, તથા જે સ્વર વર્જ હોય તે કાઢી નાખી સ્વર વીસ્તાર કરવો; તેને અલાપ કહે છે. અલાપ કરવામાં સારી કુશળતા જોઇએ.

## ૩૯ અલાપ કરવાનું કારણ શું ?

દરેક રાગનું એક થોડું પણ સ્વરૂપ યાદ રાખ્યાથી, તે રાગ તુરત ઓળખી શકાય છે; અને દરેક રાગ ગાવા પહેલાં તેનો નાનો પણ અલાપ યાદ કીધાથી, તે રાગમાં લાગતા સ્વરો બરોબર રીતે યાદ કરી શકાય છે.

અલાપ કર્યાથી સાંભળનારને પણ કયો રાગ શરૂ થાય છે તે માલમ પડી જાય છે.

ચોક્કસ રાગોના અલાપ ઘણી સારી રીતે થઇ શકે છે; અને તે રાગોને "અલાપ યોગ્ય" રાગ કરી કહે છે.

## ૪૦ રાગ તથા રાગિણીનો ભેદ શું છે?

રાગ અને રાગિણીનો અર્થ એ છે, જે આગલા વખતમાં એવું માનતા હતા, કે જે રાગો સંપુર્ણ, તથા ગંભીર હોય, તથા બીજા રાગોમાં તેનો અંશ હોય; પણ તેનું પોતાનું સ્વરૂપ શુદ્ધ તથા સ્વતંત્ર રહે, તો તે રાગ પુરૂષ રાગ તરીકે માનતા; અને રાગિણીમાં, રાગોની પ્રકૃતિ થોડી દેખાય, તેનું ચલણ જરા ચપળ હોય; તથા તેનો ઉપયોગ શંગાર તરફ અધીક હોય છે, એમ માનતા; તથા કોઇ એમ માનતા કે, જે રાગનાં નામો સ્ત્રી જેવા હોય, તે રાગણી; તથા પુરૂષ જેવાં નામ હોય તો તે રાગ માનવા; પણ હાલમાં એ વીષય ઉપર ખાસ ધ્યાન આપતા નથી.

## ૪૧ આશ્રય રાગ કોણને કહે છે?

દરેક થાટમાંથી એક રાગને આશ્રય રાગ માને છે, અને તે રાગનું નામ, થાટનું હોય તેજ આપેલું હોય છે; જેમકે કલ્યાણ થાટમાંથી કલ્યાણ રાગ, ખમાજમાંથી ખમાજ, ભૈરવમાંથી ભૈરવ વગેરે.

આશ્રય રાગ ઘણું કરી તે થાટનો સંપુર્ણ રાગ હોય છે અને તે થાટમાંથી નીકળતા બીજા રાગોને તે રાગનો આસરો મલી શકે છે. તેથીજ તે રાગને આશ્રય રાગ માને છે.

## ૪૨ હાલમાં જે દશ થાટો વપરાય છે તેનાં નામ શું?

આ દશ થાટોનાં નામો ઉત્તર તરફનાં જુદાં છે, અને દક્ષીણ તરફનાં જુદાં છે. દક્ષીણ તરફ કર્ણાટકી પદ્ધતિ ચાલે છે. દક્ષિણ ભાગ એટલે મદ્રાસ ઇલાકો માનવો, આપણે ઉત્તર હીંદુસ્થાની પધ્ધતી પ્રમાણે શીખ્યે છીયે, માટે તેજ નામો શીખશું, અને દક્ષિણ તરફના એ થાટોનાં નામ શું છે, તે જાણી રાખશું.

| થાટનાં ઉત્તર તરફ વપરાતાં નામો. | દક્ષિણ તરફનાં નામો. |
|---|---|
| ૧. કલ્યાણ. | ૧. કલ્યાણી. |
| ૨. બીલાવલ. | ૨. શંકરા ભરન. |
| ૩. ખમાજ. | ૩. કાંબોજી. |
| ૪. ભૈરવ. | ૪. માલવગૌડ. |
| ૫. પુર્વી. | ૫. કામવર્ધની. |
| ૬. મારવા. | ૬. ગમનશ્રમ. |

૭. ભૈરવી.
૮. આસાવરી.
૯. કાફી.
૧૦. તોડી.

૭. તોડી.
૮. નટ ભૈરવી.
૯. હરપ્રીય.
૧૦. વરાળી.

૪૩ આ દશ થાટોમાં સ્વરો કેવી રીતે છે?

આ દશ થાટોમાં નીચે મુજબ સ્વરો ઠેરવેલા છે:--

થાટ બીલાવલ.

સા રે ગ મ પ ધ ની. બધા શુદ્ધ સ્વરો છે.

થાટ કલ્યાણ.

સા રે ગ મં પ ધ ની. મ તીવ્ર, બાકી શુદ્ધ છે.

થાટ ખમાજ.

સા રે ગ મ પ ધ ની. ની કોમળ, બાકી શુદ્ધ છે.

થાટ ભૈરવ.

સા રે ગ મ પ ધ ની. રે ધ કોમળ, બાકી શુદ્ધ છે.

થાટ પુર્બી.

સા રે ગ મં પ ધ ની. રે ધ કોમળ, મં તીવ્ર, બાકી શુદ્ધ.

થાટ મારવા.

સા રે ગ મં પ ધ ની. રે કોમલ, મ તીવ્ર, બાકી શુદ્ધ.

થાટ ભૈરવી.

સા રે ગ મ પ ધ ની. રે ગ ધ ની કોમળ, બાકી શુદ્ધ.

થાટ આસાવરી.

સા રે ગ મ પ ધ ની. ગ ધ ની કોમલ, બાકી શુદ્ધ.

થાટ કાફી.

સા રે ગ મ પ ધ ની. ગ ની કોમલ, બાકી શુદ્ધ.

થાટ તોડી.

સા રે ગં મ પ ધ ની. રે ગ ધ કોમલ, મ તીવ્ર, બાકી શુદ્ધ.

૪૪ આ થાટોના ભાગ કેટલા છે? અને તે શા ઉપરથી કીધા છે?

આ દશ થાટના ત્રણ મોટા ભાગો કીધા છે.

તેમા એક ભાગ રે ધ શુદ્ધનો મનાય છે.

બીજો ભાગ રે ધ કોમલનો છે.

અને ત્રીજો ગ ની કોમલનો છે.

હીંદુસ્થાની સંગીત કોઇ પારકા મુલકનું સમજે, તો તે એ મુલકનો અભીપ્રાય બાંધે છે.

૪૫ આ દશ થાટોને ત્રણ ભાગમાં કેવી રીતે વેહેચેલા છે?

તેને આ રીતે વેહેંચીને ગોઠવેલા છે:-

આ રેધ શુદ્ધનો ભાગ.



### ૪૬ થાટ કલ્યાણમાં કયા સ્વરો વપરાય છે, અને તેમાંથી કેટલા રાગો હાલમાં ચાલે છે.

કલ્યાણ થાટના સ્વરો બધા શુદ્ધ સાથે મધ્યમ તીવ્ર છે; તે આ મુજબ છે: સા રે ગ મં પ ધ ની સાં ની ધ પ મં ગ રે સા. આ થાટ માંથી હાલ ૧૪ રાગો વપરાય છે તે રાગોના ત્રણ ભાગ કીધા છે.

### ૪૭ તે રાગોનાં નામ શું ? તથા તેના ભાગ શા ઉપરથી કીધા છે?

તેના મધ્યમ ઉપરથી ભાગ કીધા છે.

એક ભાગ વગર મધ્યમનો કહેવાય છે.

બીજો એકજ મધ્યમનો છે, અને ત્રીજો બેઉ મધ્યનો.

તેમાં રાગો નીચે મુજબ ગોઠવેલા છે:-

| ૧<br>વગર મધ્યમનો ભાગ. | ૨<br>એક મધ્યમનો ભાગ. | ૩<br>બેઉ મધ્યમનો ભાગ. |
|---|---|---|
| ૧ ભુપાલી | ૪ યમન | ૭ કેદાર |
| ૨ શુદ્ધ કલ્યાણ | ૫ હીંડોલ | ૮ હમીર |
| ૩ ચંદ્રકાંત | ૬ માલશ્રી | ૯ કામોદ |
| | | ૧૦ ગૌદ સારંગ |
| | | ૧૧ છાયાનત |
| | | ૧૨ યમની |
| | | ૧૩ શ્યામ કલ્યાણ |
| | | ૧૪ જેત કલ્યાણ. |

### મધ્યમ વગરનો ભાગ.

ભુપાલી રાગમાં મધ્યમ નહી વપરાતો હોવાથી, તથા ચંદ્રકાંત અને શુદ્ધ કલ્યાણમાં પણ આરોહમાં મધ્યમ નહી લેવાતો હોવાથી, એ રાગોને વગર મધ્યમના ભાગમાં મુકયા છે.

### એક મધ્યમનો ભાગ.

યમન, હીંડોલ અને માલશ્રી, આ ત્રણે રાગોમાં એકજ તીવ્ર મધ્યમ લેવાતો હોવાથી તેને એ વર્ગમાં મુકયા છે.

## બેઉ મધ્યમનો ભાગ.

આ રાગોમાં બંને મધ્યમ વપરાતા હોવાથી તેને બે મધ્યમના ભાગમાં મુકયા છે.

આ ભાગના રાગોનો આરોહ ઘણું કરી ખમાજનો પ્રયોગ છે. આ રોહથી અને વાદી સ્વરથી રાગો એકબેકથી જુદા પડે છે.

આ રાગોમાં આરોહમાં ની વક્ર છે, તથા અવરોહમાં ગ વક્ર કરવાનો છે. આ રાગોમાં એક ચોકસ સુરનો વખત બતાવનારો છે, તે આ મુજબ છે: મં પ ધ પ. એને સમય વાંચક સ્વરો કહે છે. આ રાગોનો અવરોહ આ રીતે થાય છે. સાં ની ધ પ મં ધ પ ગ મ રે સા.

૪૮ પદ્ધતિ ધ્યાનમાં રાખવાની કવિતા.

બે પદ્ધતિ સંગીતની દેશ પ્રસીદ્ધ મનાય,
હીંદુસ્થાની દ્રાવીડી "ચતુર" ગુનીજન ગાય.
હીંદુસ્થાની રૂઢીમાં દ્વાદશ સ્વર વપરાય,
સાત શુદ્ધ બીજા વિકૃત પાંચ મલીને થાય.
કોમળ રી ગ ધ ની હોય ને મધ્યમ તિવ્ર થાય,
સ પ સ મ રી ધ ગની સમ શ્રુતિ સમવાદી લેખાય.
બોંહતેર સંખ્યા થાટની વ્યંકટ પંડીત ગાય,
પુર્વોત્તર અંગો થકી તે મત યોગ્ય ગણાય.
આરોહન અવરોહથી રાગ સીદ્ધ સમજાય,
ઔડવ ખાડવ ભેદથી મુખ્ય વર્ગ નવ થાય.
ચાર આઠ ને ચાર તે પ્રતીમેલે ઉપજાય,
રાગ ભેદ સહુ સજ્ય તે ગણીત શુદ્ધ કહેવાય.
સ્વર વરણાદીક ભેદથી સહુને રંજક થાય,
તો ઉત્તરની રૂઢીમાં સુંદર રાગ ગણાય.
શ્રુતિ છે નામ અવાજનું જો તે સ્પષ્ટ જણાય,
ઉપયોગી સંગીતમાં ગાતાં મન હરખાય.
દશ થાટો સંગીતના જનક સમાન મનાય,
કલ્યાણી બેલાવલી ખમાજી કહેવાય.

ભૈરવ પુર્વી મારવા કાપી તોડી જાન,
ભૈરવી આસાવરી કહે પંડીત ચતુરસુજાન.
જે સ્વર અધીક પ્રમાણમાં ગાયનમા દેખાય,
જીવ અંસ વાદી કહે રાજા સબ લેખાય.
રાગ નામ નિશ્ચિત કરે સમયહુ તુરત જણાય,
સમવાદી અનુવાદીઓ જેથી કાયમ થાય.

## ૪૯ ગીતોમાં લક્ષણ, સરગમ, ચતરંગ, હોરી, તીલાના એ મુજબનાં નામો હોય છે તેનો ખુલાસો.

લક્ષણ, એટલે ગુણ જે રાગના જે જે ગુણ હોય, તે કવીતા રૂપે જોડીને, તેજ રાગમાં વપરાતા સુર ઉપર ગોઠવેલા હોય છે; તેને તે રાગનું લક્ષણ કરી કહે છે. દરેક રાગનું એક લક્ષણ કરી રાખ્યાથી રાગની સમજ સારી રીતે યાદ રહે છે.

સરગમ જે રાગની બાંધેલી હોય, તેમાં તેજ રાગની સરગમ સીવાય બીજા બોલો રહેતા નથી.

ચતરંગમાં ખાસ ચતરંગ કરી બોલ હોય છે, તથા કાંઇક તબલાને મળતા બોલો ગોઠવેલા રહે છે. ચતરગને ખ્યાલમાં અંતર્ગત માને છે.

હોરીનાં ગીતોમાં ખાસ હોરી બોલ રહે છે; તેની તાલ ઘણું કરી દીપચંદીજ હોય છે. હોરીનાં ગાયનને ધ્રુપદમાં અંતર્ગત માને છે.

તીલાનામાં બોલો ઘણું કરી દીર દીર દેરેના, યા ત ના ના તુમ, એજ મુજબના બોલો હોય છે.

ઠુમરી, ગઝલ, ખેમટા વગેરે ટપ્પામાં અંતર્ગત માને છે.

## ૫૦ વાજીંત્ર વગાડતાં શીખવા સંબંધી સમજ.

પહેલાં રાગ તથા તાલનું થોડું પણ જ્ઞાન મેળવી, પછીજ વાજીંત્ર શીખવું જોઇએ, તે જરૂર ધ્યાનમાં રાખવું.

વાજીંત્ર ઉપર કાંઇપણ વગાડવું, તેમાં કોઇપણ ચોક્કસ રાગ તથા તાલ તો હોય છેજ. માટે જેઓ રાગ તાલ શીખવાથી અજાણ્યા રહી વાજીંત્ર

શીખવા માંડે, તેને જેવું જોઇએ તેવું સારી રીતે વગાડતાં આવડેજ નહી; અને તેમ શીખવા માંડ્યાથી ઘણીજ ગુચવણો શીખનારને માલમ પડે છે.

ખરૂં જોતાં વાજીંત્ર શીખવાને કાંઇ ખાસ લાંબો વખત શીક્ષકની જ રૂર હોતી નથી. જેને રાગ તથા તાલનું જ્ઞાન થાય છે, તેઓ ગમે તે વાજીંત્ર ઉપર ગમે તે રાગ ઉતારી શકે છે. ફક્ત થોડો વખત તે વાજીંત્ર પકડ વાની તથા તેના સ્વરોની ગોઠવેલી રચના જોઇ લેવાનીજ જરૂર છે, અને પછી જેમ જેમ તેની ચાલુ પ્રેકટીસ થશે, તેમ તેમ હાથ કાબુમાં આવતો જશે, અને સારી રીતે તાલ સુરથી વગાડતાં આવડશે.

## તાલ વીચાર.

### ૫૧ તાલ એટલે શું ?

તાલ શબ્દનો સાધારણ અર્થ તો તાલીનો થાય છે. સંગીતમાં રાગ અને તાલ આ બેજ મુખ્ય વીષય હોય છે. આપણા પુરાણા લેખકો રાગને મસ્ત હાથીની ઉપમા આપે છે, અને તાલને તેના અંકુશની ઉપમા આપે છે. તાલ વગર ગાયન યા વાદન શોભતું નથી. તાલ તે ગાયન વાદનની ગણત્રી યા માપ છે. ગાયનમાં કયો સ્વર કેટલો વખત સુધી લંબાવવો વગેરે બાબદો તાલથી સમજી શકાય છે. લગામ વગરનો ઘોડો અથવા સુકાન વગરનું વહાણ જેમ સારૂં નથી લાગતું, તેજ પ્રમાણે તાલ વગરનું ગાયન વાદન સમજી લેવું. આપરથી ખુલ્લું જણાશે કે જે પ્રમાણે સ્વર અને રાગ શીખવાની જરૂર છે તેજ પ્રમાણે તાલ પણ શીખવાની જરૂર છે. દરેક ગીત કોઇપણ તાલમાં હંમેશાં બાંધેલું માલમ પડશે. જેવી રીતે રાગના નીયમો ઠેરવેલા હોય છે, તેવીજ રીતે તાલના નીયમો પણ ઠેરવેલા હોય છે. અમુક નામનો તાલ કહ્યો, કે ગીતની દરેક લાઇનમાં કેટલા અક્ષરો વગેરે હોવાં જોઇએ, એવી બાબદોની સુચના તરતજ થાય છે.

### ૫૨ આજના આપણા હીંદુસ્થાની સંગીતમાં કેટલા તાલો વપરાય છે ? તે તાલો એકબીજાથી જુદા કેવી રીતે ઓળખાય છે ?

આપણી હીંદુસ્થાની પધ્ધતિમાં ૨૫ થી વધુ તાલ ઘણું કરીને વાપ રતા નથી. પ્રસિદ્ધ તાલો તો ૧૨ જ કહીએ તો ચાલે. તાલોનું બંધારણ

માત્રાઓથી કરેલું હોય છે. માત્રા શબ્દનો અર્થજ માપ છે. એક તાલ બીજા તાલથી તેમાં આવતી માત્રાની સંખ્યાપરથી, તેમાં અપાતી તાલીઓપરથી, તથા તે તાલીઓના સ્થાનોપરથી, જુદો ઓળખી શકાય છે. આ ભાગ પ્રત્યક્ષ ઉદાહરણોથી ખુલ્લા સમજાશે. આ પુસ્તકમાં આપણે ૧૨ તાલોનોજ વીચાર કરશું.

### ૫૩ પ્રસિદ્ધ ૧૨ તાલોમાં માત્રા કેટલા છે? તથા તેમનાં નામો શું છે?

| તાલ | નામ. | માત્રા. |
|---|---|---|
| ૧ | તિતાલ | [illegible] |
| ૨ | દાદરા | ૬ |
| ૩ | રૂપક | ૭ |
| ૪ | તીવ્રા | ૭ |
| ૫ | ઝપતાલ | ૧૦ |
| ૬ | સુલફાક | ૧૦ |
| ૭ | એકતાલ | ૧૨ |
| ૮ | ચોતાલ | ૧૨ |
| ૯ | દીપચંદી | ૧૪ |
| ૧૦ | ધમાર | ૧૪ |
| ૧૧ | ઝુમરા | ૧૪ |
| ૧૨ | આડા ચોતાલ | ૧૪ |

ઉપલા તાલો સીવાય ધ્રુપદ ગાનારાઓ બ્રહ્મતાલ, રૂદ્રતાલ, મત્તીતાલ, ગજ ઝંપાતાલ, વગેરે બીજા તાલો ગાય છે, પણ હાલ તે તાલોનો વીચાર આપણે નહી કરશું. ઉપલા તાલોના માત્રાના વિભાગ કેવી રીતે થાય છે, તે તાલોમાં થોડા [illegible] અને [illegible] પડે છે, [illegible] ચાલતાં માલમ પડશે.

### ૫૪ માત્રા એટલે શું?

માત્રા એટલે ગાયનવાદન વખત આપવાનું એક ચોકસ માપ, અથવા સાધન. માત્રા એટલે અમુકજ સેકંડનો વખત, એવું કાંઇ નક્કી કરેલું માપ નથી. સાધારણ રીતે એક અક્ષર ઉચારવાને જેટલો વખત લાગે

છે, તેટલા વખતને એક માત્રાકાલ સમજયે તો હરકત જેવું નથી. કોઇ કહે છે કે નીરોગી માણસની નાડીનો થોડો એક એક માત્રાને અંતરે પડે છે.

તાલમાં જેટલી માત્ર કહી હોય, તેટલા આંકડા સરખે અંતરે ગણવાથી તાલનું ક્ષેત્ર કે હદ સમજી શકાય છે. તાલ સંબંધી બીજા પણ થોડા શબ્દો યાદ રાખવાની જરૂર પડે છે; જેમકે—લય, સમ, ખાલી, ભરી, આવર્તન, દુગન ચોગન, આડ, અત્યદ્ધ.

## ૫૫ લય એટલે શું?

લય એટલે તાલની ગતી, અથવા ઝડપ. આ લય બે માત્રામાં લાગતા વખત ઉપરથી તરતજ માલમ પડી આવે છે. અમુક વખતની એક માત્રા કાયમ કરી, તાલમાં જોઇતી માત્રા સરખી રીતે ગણતાં જવાથી, લય સ્પષ્ટ સમજાય છે. કોઇ તો લયને તાલનો કાંટો અથવા સમતોલ પણું કહે છે, અને તે ખરૂં છે.

## ૫૬ લય કેટલા પ્રકારની કહેવાય છે?

લયના મુખ્ય પ્રકાર ત્રણ માનવામાં આવે છે. ૧ વિલંબીત, ૨ મધ્ય, અને ૩ દ્રુત. જયારે માત્રાઓ અથવા સ્વરો ધીમી રીતે ઉચ્ચારવામાં આવે છે, ત્યારે તે વિલંબીત કહેવાય છે. જે લય ઘણી ધીમી પણ નહી હોય અને ઘણી જલદી પણ નહી હોય તે મધ્ય લય કહેવાય છે. લય જયારે ઘણીજ તેજ અથવા જલદી હોય, ત્યારે તેને દ્રુત માનવામાં આવે છે. વિલંબીત લયને ગાયકો વિલંપદ પણ કહે છે.

## ૫૭ તાલની સમ એટલે શું?

તાલનું અતી અગતનું સ્થાન તે સમ મનાય છે. આ સમ હંમેશાં પહેલી માત્રાપરજ હોય છે, જેથી તાલ આ સમથીજ શરૂ થાય છે. તાલ માં જેટલી માત્રા ઠેરવેલી હોય, તેટલી બધી પુરી કરી, પાછું સમપર આવવું છે. સમ આ એક ગાયનનું પણ મહત્વનું સ્થાન સમજાય છે. ગાયક તથા વાદક, પોતાના ગાયનનો તથા વગાડવાનો મહત્વનો ભાગ આ સમપર જ રાખે છે. સાંભળનાર પણ આ સમપર પસંદગીથી માથું હલાવે છે. ગાયન ગમે તે માત્રાપરથી શરૂ થાય પણ તેનો મુખ્ય ભાગ, ગાયક આ

સમપર લાવી મુકે છે. એમ કરીને ગાયક પોતાની જુદી જુદી તાનો સમ પરજ લાવી પુરી કરે છે. ગાયન વાદક શીખનારાઓએ દરેક ચીજની સમ ઉપર કાળજીથી ધ્યાન આપવું. જે પ્રમાણે દરેક તાલની માત્રા સમથી ગણાય છે તેજ પ્રમાણે તાલમાં આવતા થેકા પણ સમથીજ શરૂ થાય છે. એટલે સમ તેજ તાલનો પહેલો થેકો મનાય છે.

## ૫૮ તાલમાં ખાલી ભરી એ શું?

તાલમાં જે ઠેકાણે થેકા અથવા તાલી વગાડવામાં આવે છે, તે સ્થાનને ભરી કહે છે, અને જે ઠેકાણે તાલી નહી આપતાં, હાથ જમણી બાજુ પર હવામાં ખાલી ફેંકવામાં દેખાડવામાં આવે છે, તે ઠેકાણાને ખાલી કહે છે. તાલમાં એકથી વધારે થેકા તથા ખાલી હોઇ શકે છે, તે આગલ જતાં માલમ પડશે. સમ આ એક થેકાની જગયાજ છે, જેથી તે ભરીમાં ગણાશે, એ જુદું કહેવાની જરૂર નથી.

## ૫૯ અવર્તન એટલે શું?

આવર્તન શબ્દનો અર્થ ફેરો છે. તાલમાં જેટલી માત્રા ઠેરવેલી હોય, તેટલી બધી ગણી ગયાથી તાલનો એક ફેરો અથવા અવર્તન પુરૂ થયું એમ સમજાય છે. અવર્તન પુરૂં થયું કે ફરીથી પહેલી માત્રાથી ગણત્રી શરૂ થાય છે, એટલે બીજું અવર્તન શરૂ થાય છે. દરેક ચીજમાં અનેક અવર્તન તાલમાં હોય છે અવર્તન હમેશાં સમથી શરૂ થાય છે, અને તેનો વીસ્તાર એક સમથી બીજી સમ સુધી હોય છે. અવર્તનનું મહત્વ દુગન યા ચોગણ કરતી વખતે જલદી માલમ પડી આવે છે.

## ૬૦ દુગન ચોગન એટલે શું?

દુગન એટલે ડબલ અથવા બેવડું, અને ચોગણ એ ચોગણું. જે ઝડપથી ગાયન ગવાતું હોય, તે ઝડપ ડબલ કરયાથી આપ દુગન કર્યું છીયે એમ કહેવાશે. ધારો કે આપણું ગાયન ચાર અવર્તનનું છે. હવે તેજ ગાયન આપણે અરધા ટાઇમમાં અથવા બે અવર્તનમાં પુરૂં કરી ગયા, તો તે દુગન થઇ એમ કહેવાશે. બે માત્રાના વખતમાં ગવાતા બોલ, એક માત્રાના વખતમાં જો પુરા થાય, તો ત્યાં દુગન થઇ એમ કહેવાશે.

ચોગન એટલે ચારગણું. ચાર અવર્તનમાં પુરો થનારો ભાગ જો એકજ અવર્તનમાં પુરો કરવામાં આવે, તો તે ચોગન કહેવાશે.

## ૬૧ અવગ્રહ એટલે શું?

ગાયનની દરેક લાઇનમા સાધારણ નિયમ પ્રમાણે આવર્તનમાં જેટલી માત્રા હોય, તેટલા અક્ષરો હોવા જોઇએ. પણ પ્રત્યક્ષ ગાયનમાં અનેક વેળા તેવું હોતું નથી. દાખલા તરીકે ત્રિતાલના દરેક આવર્તનમાં ૧૬ માત્રા છે, માટે આ તાલના ગાયનની દરેક લાઇનમાં ૧૬ અક્ષરો હશે, એમ આપણને લાગશે. પણ પ્રત્યક્ષમાં આપણા જોવામાં એવું પણ આવશે, કે એક લાઇનમાં અક્ષરો ઓછા વધતા હોય. હવે જે ઠેકાણે જેટલા અક્ષરો ઓછા હોય, તે ઠેકાણે તેમની ખાલી પડેલી જગ્યાઓ દેખાડવા સારૂ જે નિશાની કરવામાં આવે છે તેને અવગ્રહ કહે છે. તે નિશાની આ છે "ડ." આ નીશાની જ્યાં હોય છે, ત્યાં એક યા વધુ જેટલા માત્રા લંબાવાને દેખાડેલું હોય તેટલું લંબાવવું પડે છે. દાખલા તરીકે આ લાઇન જુઓ. "હે મન ગાય પ્રભુકો ભાઇ."

હે ડ મ ન ગા ડ ય પ્ર ભુ ડ કો ડ ભા ડ ઇ ડ।

આ લાઇન ત્રિતાલની હોવાથી તેમાં ૧૬ અક્ષરોની જરૂર હતી, પણ તેમાં અક્ષરો ૧૦ જ છે, માટે બાકી રહેલા ૬ અક્ષરોનો ગાળો અને વખત ભરી કાઢવા સારૂ ૬ અવગ્રહ જુદે જુદે ઠેકાણે મુકેલા છે. (અવગ્રહની ઉપલી નીશાની ડ ને મલતી આવવાથી, આ ચોપડીમાં તેની જગાએ આ પ્રમાણે નીશાની રાખી છે: —.)

## ૬૨ બાર એટલે શું?

તાલના આખા આવર્તનના, તાલ અને ખાલીથી જુદા જુદા ભાગ થઇ જાય છે. આ ભાગને બાર કહે છે. બાર અંગ્રેજી શબ્દ છે, તેનું ગુજરાતી નામ ભાગ માન્યે તો ચાલશે. દાખલા તરીકે આપણે દાદરો તાલ લઇએ. આ તાલમાં માત્રા ૬ છે, અને ગાયનમાં આ ૬ માત્રાના આવર્તનના બે સરખા ભાગ થાય છે, જેમકે

૧ ૨ ૩ / ૪ ૫ ૬.

આ ઠેકાણે પહેલી માત્રાપર થાપ અને ચોથીપર ખાલી આવે છે. માટે આ તાલમાં બે બાર મનાય છે. બારની નીશાની | એમ કરવામાં આવે છે.

## ૬૩ આપણા પ્રસીધ્ધ ૧૨ તાલ તેમના માત્રા સાથે અને તેમના બાર ઠેકા તબલાના બોલ સાથે લખશો ?

### તાલ દાદરો.

માત્રા ૬, ભાગ બે, ભરેલી એક, ખાલી એક; ભરેલો તેજ સમ છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ધા | ધીં | ધા | ધા | તીં | તા |
| × | | | ૦ | | |

### તાલ ત્રીતાલ.

માત્રા ૧૬, ભાગ ચાર, થોકા ત્રણ, ખાલી એક.

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ના | ધીં | ધીં | ના | ના | ધીં | ધીં | ના | તા | તીં | તીં | ના | ના | ધીં | ધીં | ના |
| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |

### તાલ રૂપક.

માત્રા ૭; ભાગ ત્રણ, થોકા બે, ખાલી એક. આ તાલ એક એવી છે, જે એનો સમ ખાલી ઉપર મનાય છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ધીં | ધીં | ધા | ત્રીક | તીં | તા | ત્રીક |
| ૨ | | ૩ | | ૦ | | |

### તાલ તીવરા.

માત્રા ૭; ભાગ ત્રણ, થોકા ત્રણ, આ તાલમાં ખાલી નથી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ધા | ધીં | તા | તીત | કટ | ગદી | ગન |
| × | | | ૨ | | ૩ | |

### તાલ ઝપતાલ.

આ તાલને ઝંપો કરી પણ કહે છે. માત્રા ૧૦, ભાગ ચાર, થોકા ત્રણ, ખાલી એક.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ધીં | ના | ધીં | ધીં | ના | તીં | ના | ધીં | ધીં | ના |
| × | | ૨ | | | ૦ | | ૩ | | |

## તાલ સુલફાક.

માત્રા ૧૦, ભાગ પાંચ, થેકા ત્રણ, ખાલી બે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ | ૯ ૧૦ |
| ધા — | ધીડ નક | ધીડ નક | તીટ કટ | ગદી ગીન |
| × | ૦ | ૨ | ૩ | ૦ |

## તાલ એકતાલ.

માત્રા ૧૨, ભાગ ૭, થેકા ચાર, ખાલી બે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ | ૯ ૧૦ | ૧૧ ૧૨ |
| ધીં ધીં | ધા ત્રીક | તુ ના | ક ત્તા | ધીં ત્રીક | ધીં ના |
| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |

## તાલ ચૌતાલ.

માત્રા ૧૨; ભાગ ૭, થેકા ચાર, ખાલી બે.

આ તાલ એકતાલાની માફક જ છે; પણ એકતાલામાં અને આમાં ત્રણ રીતે ફરક છે. તે નીચે મુજબ છે:—

૧ ચૌતાલામાં ધ્રુપદો ગવાય છે; જ્યારે એકતાલમાં ખ્યાલો ગવાય છે.

૨ એ બેઉ તાલોના તબલાના બોલો જુદા છે.

૩ ચૌતાલ ઝડપી લયમાં ગવાય નહી. એકતાલ ધીમી તેમજ ઝડપી બેઉ લયમાં ગવાય છે.

## ચૌતાલના તબલાના બોલ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ ૨ | ૩ ૪ | ૫ ૬ | ૭ ૮ | ૯ ૧૦ | ૧૧ ૧૨ |
| ધા ધા | ધીં તા | તીટ ધા | ધીં તા | તીટ કત | ગદી ગીન |
| × | ૦ | ૨ | ૦ | ૩ | ૪ |

## તાલ દીપચંદી.

આ તાલને કેટલાક "ચાંચડ" કરી પણ કહે છે.

માત્રા ૧૪; ભાગ ચાર, થેકા ત્રણ, ખાલી એક.

| | | | |
|---|---|---|---|
| ૧ ૨ ૩ | ૪ ૫ ૬ ૭ | ૮ ૯ ૧૦ | ૧૧ ૧૨ ૧૩ ૧૪ |
| ધા ધીં — | તા તા ધીં – | તા તીં -- | તા તા ધીં — |
| × | ૨ | ૦ | ૩ |

## તાલ ધમાર.

માત્રા ૧૪; ભાગ ત્રણ, થેકા ત્રણ, ખાલી નહીં.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| તા | ધી | ટ | ધી | ટ | ધા | – | તા | તી | ટ | તી | ટ | તા | — |
| × | | | | | ૨ | | | | | ૩ | | | |

## તાલ ઝુમરા.

માત્રા ૧૪; ભાગ ચાર, થેકા ત્રણ. ખાલી એક.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ધીં | ધા | ત્રીક | ધીં | ધીં | ધા | ત્રીક | તીં | તા | ત્રીક | ધીં | ધીં | ધા | ત્રીક |
| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |

## તાલ આડાચોતાલ.

માત્રા ૧૪, ભાગ સાત, થેકા ચાર, ખાલી ત્રણ.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ધીં | ધીં | ધા | ત્રીક | તુ | ના | ક | તા | ધીં | ધીં | ના | ધીં | ધીં | ના |
| × | | ૨ | | ૦ | | ૩ | | ૦ | | ૪ | | ૦ | |

### ૬૪ તાલની નીશાનીઓની સમજ નીચે મુજબ છે.

× આ નીશાની સમની છે. ઘણું કરી પહેલો થોકા તેજ સમ છે.

૦ આ ખાલીની છે.

૨, ૩, ૪, આ થોકાના નંબરો છે.

‿ આ નીશાની એક માત્રાની છે. એનો ઉપયોગ એ છે, જે એક માત્રામાં બે યા તેથી વધુ બોલો મુકવા હોય તો તેને આ રીતે નીશાની કરી તેમાં મુકવા.

### ૬૫ સ્વરની નીશાનીઓની સમજ.

રે ગ ધ ની, આ સ્વરો નીચે આડા કાપા છે તે કોમલ સ્વરની નીશાની છે.

સા રે ગ મ, આ કાંઇપણ નીશાની વગરના સ્વરો તે શુદ્ધ છે. ઉપલા સ્વરો મધ્ય સપતકના છે.

સાં રેં ગં મં, આ સ્વરો તાર સપતકના છે, તાર સપતકના સ્વરોને માથે મીંડા છે. તથા મંદ્ર સપતકનાને નીચે મીંડા છે.

સા ની ધ પ, આ મંદ્ર યા ખરજ સપ્તક છે.

⌒ આ નીશાની મીંડ લેવાની છે.

મ, એટલે શુદ્ધ મધ્યમ સમજવો, અને ઉપર લીટી સાથે હોય તો તે તીવ્ર છે.

મં, આવો મધ્યમ તીવ્ર છે.

(પ) કોઇપણ સ્વરને આ રીતે મુકયો હોય, તો તેનો અર્થ એમ સમજવો, કે તે સ્વરની પછીનો સ્વર લઇ, તે સ્વર લઇ, તેની આગલ્યનો લઇ, પછી તે પાછો લેવો, એટલે એક માત્રામાં ચાર સ્વર થશે. દાખલા તરીકે (પ)=ધ પ મ પ.

(રે)=ગ રે સા રે; (ગ) મ ગ રે ગ; (ધ) ની ધ પ ધ એમ થાય છે.



